# શ્રી

# સત્યનારાયણાયનમઃ

## સંસ્થાન ધરમપૂર વર્ણન.

---


બનાવનાર તથા છપાવી

પ્રસિદ્ધ કરનાર

**મગનસુખરામ વિ. હરખરામ.**

નાંદોદ તાબે સંસ્થાન રાજપીપળા ઇલાકે રેવાકાં-

ઠાનો ઔદિચ્ય બ્રાહ્મણ.


---


**સુરત મધે**

કીલ્લાની સામે વિકટોરીયા પ્રેસમાં ટેમુલજી

બેહેરામજી મીંટરે છાપી પ્રસિદ્ધ કીધુ.

---

સંવત ૧૯૩૯.  સને ૧૮૮૩.

કીંમત ૩ આના.

# હું સુદ્ધાં મારા ચાર ભાઈનાં નામ.

### દોહરો

ભગવાનજી સૌથી વડા, તેથી કિ[illegible]તરામ;
તેથી નાના દલસૂ[illegible]મ, તેથી મનસુખરામ.

### દોહરો

"ધરમપૂરનો એક સાલસ મિત્ર."

ધરમપૂરની માંય છે, સાલસ જેહુ ચરિત્ર;
સીતારામ બાબાજિએ, ખરો અમારો મિત્ર.

---

### ખબર

આ કાવ્ય કર્તાને નામદાર નારણદેવજી મહારાજ તરફથી બક્ષિસ ખાતે ત્યાંના ચલણી રૂ ૭) સાત આપેલા ત્યારબાદ સરકારશ્રીજીના કુમારશ્રી "બળદેવજી" દાદાને અરજ કરવાથી પોતાના બાપજી સાહેબ પાસેથી રૂ ૫) પાંચ પાછળથી આપ્યા છે તે મળી કુલ રૂ ૧૨) (કલદાર) શિરપાવખાતે ફક્ત આપેલા છે. ઘણું થોડુંજ આશા તો ઘણીજ મોટી હતી.

नेक नामदार श्रीमंत सरकार महाराजा धीराज महाराणा श्री नारणदेवजी महाराज संस्थान धरमपूर. नेक नामदार साहेब.

आपनो प्रजापरनो प्यार तेम विद्वानोनी कदरना जाण वळी राजामां जेजे गुण जोइए ते गुणोथी भरपूर तेम आप नामदार साहेबनो मारापरनो प्यार तेम मारी संभाळ वास्ते हमेश आपना रुडा विचार अने आ मारी बनावेली कविता वांचवा उपर आपनी प्रीति ए सरवे कारणोने लीधे आ न्हानुं सरखुं पुस्तक आपनेज अर्पण करवुं ए हुं दुरस्त धारुं छु माटे

अंगीकार करशो.

मुकाम संस्थान धरमपूर.
आश्विन शुदी ५ संवत १९३९
ता० २५मी सप्टेम्बर १८८३

आप नेक नामदार
साहेबनो ताबेदार.
मनसुखराम हरखराम.

# પ્રસ્તાવના.

હુ નાંદોદ તાબે સંસ્થાન રાજપીપળા ઇલાકે રેવાકાંઠાનો રેહેનાર છું. અને સંસ્થાન ધરમપૂરના રાણા સાહેબ શ્રી નારણદેવજી મહારાજનાં અતિશય વખાણ મારા સાંભળવામાં આવેલાં, તે ઉપરથી મારા મનમાં ઘણા દિવસથી વિચાર હતો કે, આ નામાંકિત મહારાજાને તથા તેમના રાજ્યને નિશ્ચય કરીને જોવું જોઇએ, તથાપિ મહારાજ સાહેબની સેવા બજાવવાને કંઇ પણ સાધન મારી પાસે હોવુંજ જોઇએ. તેની તજવીજ કરવા વિચાર ધારી ચાલના સપ્ટેમ્બર માસમાં ધરમપૂર સંસ્થાનમાં જવાનો મનસુબો ધારણ કર્યો અને પછી હું ગયા બાદ નામદાર નારણદેવજી મહારાજની મુલાકાત લીધી, અને અગાડી બીજા માણસો મોઢે જે હું તેમની સારી ખ્યાતી સાંભળતો હુતો, તે કરતાં વિશેષ મારા જોવામાં આવ્યું. અને એ વખત મારે નામદાર બહાદુર મહારાજ સાહેબ સાથે પ્રથમનીજ મુલાકાત હતી, તે સિવાય મારે કોઇ દિવસ પણ મુલાકાત થએલી નહીં અને આ મુલ્લાકાતમાં નામદાર મહારાજના સસ્થાનમાં ૧૭ દિવસ રહ્યો, તો એ ઉપરથી મહારાજ સાહેબના ઘણાએક સદ્ગુણો તથા રાજા લોકોમાં જે જે ગુણો તથા રાજવિદ્યા તથા

સુનીતિ વીગેરે જોઈએ તેમાંના તમામ મારા જોવામાં આવ્યા. પછી મારા મનને નક્કી થયું કે નામદાર મહારાજાને તેમના નામાંકિત રાજને તેમ ઉદારતા વીગેરે સારા ગુણોને લીધે બધા દેશોદેશના લોકો જાણે છે. તેથી મારા મનમાં એમને વીષે જે જે વિચાર જણાઈ આવ્યા તથા જેજે સારી રીતભાતો મેં દીઠી, તે સઘળી આ કવિતામાં લખી આ નાહાનું સરખું પુસ્તક છપાવી બહાર પાડયું છે. ધન્ય, નામદાર નારણદેવજી મહારાજ પોતાનમાં જે જે સારા સારા ગુણો તથા રાજ્ય વીશેની સુનીતિ એ સઘળું મુલાકાતે કરીને સારી રીતે રાજેંદ્ર લોકોની રીત પ્રમાણે મને આપે તરત જણાવી આપ્યું. આ મારી કવીતાઓ મેં મારી ફુરસદની વેળાએ બનાવી છે, તેમાં કબી ભૂલચૂક પણ હશે, તે વાંચનાર વિદ્વાનોએ વાંચતી વખતે ક્ષમા કરવી. છેલ્લે દિવસે નેક નામદાર સાહેબે મને પોતાની કચેરીમાં માણસ મોકલી રાતની વખતે નવીન કંઇ ખેલ થતો હતો તે જોવા માટે મને ઉપર બોલાવી લીધો, તે મેં પુરતી રીતે જોયો હતો.

કર્ત્તા.

| | |
|---|---|
| મુકામ સંસ્થાન ધરમપુર. | **મનસુખરામ હરખરામ** |
| તારીખ ૨૫મી સપ્ટેંબર. | |
| સન ૧૮૮૩ ઇસ્વી. | નાંદોદના ઔ. તોડકીઆ બ્રાહ્મણ. |

# લાવણી.

નીરંકાર નીરધાર નીરંજન દેખ હરી હરકી લીલા;
ધન એરનસેં દેખ સાયરા કાટા તેરા અંચરંગ કીરા.
નંદપુરસેં આયા મુસાફર ધરમપુરમેં મુકામ કીયા;
ધન્ય નારણદેવરાજ ફાંકડે બહાદુરકા નામ લીયા;
બહાદુર મહારાજ બડે તુમ નારણદેવ મેરે મતવાલા;
તુમ સદા સલામત રહો ધરમપુર વાલા.
અચલ રાજ ઓર અવિચળ રાજા ખૂબ ખુદાને રૂપદીયા;
દેખો કચેરી માહારાજકી મુખબળકા ગાદી તકીયા;
જીસ બખત મહારાજ બૈઠતા કયા મઝાહે ગાદીકી;
દીલુ ચાહેસો કરત સવારી અરજ સુણતહે વાદીકી;
દીલ મગનમેં ફીરતેહે મહારાજ નારણદેવ મેરે મતવાલા;
તુમ સદા સલામત રહો ધરમપુરવાલા.
ઢાલ ઓર તલવાર કમરસેં બાંધતે એઈ મોતીવાલા;
અપને હાથમે રખે તમંચા ઓર ઓઢતે દોશાલા;
આગે ડંકા પીછુ નોબતવાલા ખુદા રખે આબાદ અપનકુ ક્યાર-
[જ હુવા તેરેવાલા;
સબ આલમ કહેતીએઇજ ધરમપુરવાલા;
તુમ સદા સલામત રહો ધરમપુરવાલા.

બડી મઝેમેં મહારાજ ફીરતેહે છબી બની રહી હે ન્યારી;
સબી બાતમે માન મીલતહે તાપો જાદ જીનકુ જ્યારી;
નામ બઢાયા રામદેવજીકા× સુરજ વંશમે મહારાના;
ચાર ખુંટમે નામ જીનુકા ધરમપુરકા મહારાના.
ખમા ખમા ચોપદાર બોલતે સલામ નીધેપે દોલતજાદા;
નારાણદેવકી છબહે ન્યારી મુલુક મુલુકપેહે માજા.
ખુદા રખે આબાદ કુંવરકુ અપના મોહનદેવ મતબાલા;
સદા સલામત રખો ખુદાહે હરદેવ ઓર બળદેવ મોતીવાલા;
પ્રભાત દેવજી કુંવર આપકા ખુદા કૃપાસેં હકતાલા;
ઓર કુંવર તુમકુ એઇ દેયેગા રંગ રંગ તોરેવાલા;
તુમ સદા સલામત રહો ધરમપુરવાલા.
કપાલ શોભતા ચંદ્રરૂપ કુચ રામ સરીખે એઇ રાજા;
કેશરી માફક ચાલ ચલતહે ધરમપુરકા મહારાજા;
બેઠતહે મહારાજ બગીમે કરતે સવારી હાથીકી;
ચાહે મનસો કરે સવારી અચ્છી મઝાહે ગાદીકી;
સોનેકા શ્રંગાર ભાતીહે ઓર સોનેકા ટોડા ડાલા;
રંગ મઝેમે હથી ઝુલતહે રંગ ધરમપુરવાલા;
દીલબડા દરીઆવ દેખલો દુસરા નહીં એૈસા રાજા;

× નેક નામદાર સાહેબના પિતા થાય.

અજબ નારાણદેવરાજ ફાંકડા દુનીયા બીચમેંહે માજા;
ખુદા તુમકુ સહીસલામત રખે હરદેવ ઓર બળદેવ મેરે બળવાળા;
તુમ સદા સલામત રેહો ધરમપુરવાલા.
ધોતી પેનતે જરી કોરકી પઘડી બાંધતે બત્તીકી;
ઉસકે પ્રતાપે રંગ બડાહે ઓર મઝા કુચ હથીકી;
રંગ રંગ સબ દુનિયા કેહેતી મન સબકે બી હરખાતા;
મેના ઓર ઘોડેકી સવારી દીલ ચાહેસો એ કરતા;
સ્વતંત્ર રાજહે ધરમપુરકા ધન્ય મેરે તોરેવાલા;
તુમ સદા સલામત રેહો ધરમપુરવાલા.
મીર ગવઇએ કરત રાગાણી નૃત્ય નાયકા કરતેહે;
સબ્ પ્રકારે ઠાઠ બડાહે દુનીયા બીચમે ઠરતેહે;
નરઘા ઓર મરદંગ બજાતે ભાત ભાતકા લોક આયા;
અધિકાર જીનકાહે ભારી રંગ રંગ રાણી જાયા;
જાત જાતકે ગાયન હોતે નાટક કરતે નાટક વાલા;
તીસ બખત મહારાજ બૈઠતે ભારી ઓઢતા દોશાલા;
તુમ સદા સલામત રેહો ધરમપુરવાલા.
શેઠ માણેકજીભાઈ ગીણાતે બડે બહાદુર દીલદાના;
ભગવતરાવભાઈ ઓર ઇંદરજી ભલે ભલે દીલ દરીયાના;
દાક્ટર તો હે એદલજીભાઈ ઓર રામભાઉહે દીલજ્ઞાની;

માસ્ટર તો હે શોરાબજીભાઇ ઓર શામળાવ બક્ષીજી;
પુરોહીત હે મંછારામભાઇ ઓર સબી મીજલસવાલા;
મનસુખને એઇ બનાયા નારણદેવ મોતીવાલા;
તુમ સદા સલામત રહો ધરમપુરવાલા.

## દોહોરો.

સર્વતણું ઇચ્છે ભલું, તેમજ ગુરૂનું થાય;
મુજ ઉપર ગુરૂ મે'રથી, આ લઘુ ગ્રંથ રચાય.

## શાર્દુલવીક્રિડીતછંદ.

માતાજી કરિ તેની પાસ ખચીતે, માગ્યું વદી કાળકા;
માતાજી જયરામનેજ સુખમાં, રાખો સદા કાળકા;
મારી તો મરજી ખરાજ મનની, આશાજ દાતારની;
નીરંતા ગુરૂની તથા જય થજો, પુત્રો પરીવારની.
ભારે તું ભરપૂર જે જરૂર તો, ભંડાર જે રામના;
છે તે સુજ્ઞ સદા ખરે વળિ અને, અત્યંત તો હામના;
રાખીને પ્રભુ રે'મ એહ ઉપરે, પુરો અભીલાખજે;
માતાજી જયરામને ખચિતનું, આનંદમાં રાખજે.

# હરિગીતછંદ.

જય જયતા નારણદેવજી, માહારાજ નેકિન નાનના;
અતિ છે ખરા શૂરવીરને, નુરવાન ભરપૂર હામના;
દિન રાત ચડતું રહો પ્રભુ, બહુ તેજ શોભિત તાજને;
સુખમાં હમેશાં રાખ, નારણદેવજી મા'રાજને.
બહુ બહુજ સદ્‌ગુણવંત છે, નથી લેશ દુર્ગુણ એહમાં;
કદી હોય તો હણી કુમતી, વળી સુમતી દે તેહમાં;
અતીશય કરે છે ખંત એ, સુધારવાનીજ રાજને;
સુખમાં હમેશાં રાખ, નારણદેવજી મા'રાજને.
બહુ બહુ કૃપાળુ વળી દયાળુ, નારણદેવ મા'રાજ છે;
અતિમાન રાખે અવરનું, કોઈ એક એવા આજ છે;
રક્ષા કરો ઈશ્વર તમે, જે ભાતભાતિ સાજને;
સુખમાં હમેશાં રાખ, નારણદેવજી મા'રાજને.
નિશદિન સલિતા અખુટ જગથી, વળિ વધારો મેહથી;
તેમજ હમેશાં રહો પ્રભુ, રૈએત રાજી એહથી;
દિન દિન વિશેષ વધાર ઈશ્વર, સરસ એનાં કાજને;
સુખમાં હમેશાં રાખ, નારણદેવજી મા'રાજને.
બહુ છે સુધારો હાલમાં, જોજોજી ધરમેપૂરમાં;

ઇશ્વર ભલુંકર એમનું, આ અરજ લાવી ઉરમાં;
એવા નથી કંઇ રાય ઝાઝા, જરૂરમાં દિન આજને;
સુખમાં હમેશાં રાખ, નારાણદેવજી મા'રાજને.
જેમ રાત દિપે ચંદ્રથી, વળિ કમળ શોભે જળે થકી;
મહારાજ કેરા રાજનું, વળિ તેજ રાજાને નકી;
પ્રભુ આપ કરજો સા'ય, એમની જરૂર સારી લાજને;
સુખમાં હમેશાં રાખ, નારાણદેવજી મા'રાજને.
બહુ વસ્ત્રની, વિદ્યાતણી, વૃદ્ધિ થજો ધન ધાન્યની;
અતિશય થજો આ જગતમાં, વૃદ્ધિ વળી શુભ જ્ઞાનની;
મા'રાજ પોતે અનુસરે, નિજરાજ ધર્મ રીવાજને;
સુખમાં હમેશાં રાખ, નારાણદેવજી મા'રાજને.
આ જગતમાં જય જય થજો, વળિ જય થજો પરીવારની;
વંશની વૃદ્ધિ થજો, બહુ સાર ખૂદ દરબારની;
આ અષ્ટછંદ રચ્યા ખરા, વાંચોજ ગામો ગામના;
એક ચિત્તથી વંચાયજો, બનવેલ મનસુખરામના.

---

## ઝુલણાછંદ.

જગત પ્રતિપાળ સુખકાર પ્રભુ તુંજ છે,

મનવિશે ખચિતશ્ચર અરજ મારી;
આજ કરજોડી માગુંજ હું એટલું,
આપ પડશે મને લાભકારી;
આજ મા'રાજનું થાય કલ્યાણ ઇશ,
જગતમાં સર્વજન એમ ભાખો;
જગત પ્રતિપાળ સુખકાર ઇશ્વર તમે,
નાર્ણદેવજી સદા અમર રાખો.
રાખ ભરપૂર ભંડાર પ્રભુ એહનો,
એથી સંસારમાં સરવ રાજી;
આપ બળવાનને અતિત ધનવાન છો,
જરૂર તો વાર લાગે ન ઝાઝી;
જગતકર્ત્તા વળી વિશ્વભર નારહે,
ખચીત વધાર સંસાર સાખો;
જગત પ્રતીપાળ સુખકાર ઇશ્વર તમે,
નાર્ણદેવજી સદા અમર રાખો.
નામ મા'રાજનું જગતમાં અમર હો,
રાજમાં આજ આનંદ પામો;
ધર્મના કામમાં હામ રાખો ઘણી,
કીર્તિ સંસારમાં ખૂબ જામો;

અધિક કરૂણા કરી કર પ્રભુ તું ભલું,
પેટ ઠારી વદો લોક લાખો;
જગત પ્રતીપાળ સુખકાર ઈશ્વર તમે,
નાર્ણદેવજી સદા અમર રાખો.
કામ છે હામનું એજ મા'રાજનું,
ધર્મને દાનમાં છેજ શૂરા;
ધન્ય સંસારમાં નામ જેનું ઘણું,
પણ હજી એજ પંકાય પૂરા;
રાખીને રે'મ પ્રભુ અમ ઉપર તમ સદા,
વેરિને તરત વીખેરી નાંખો;
જગત પ્રતીપાળ સુખકાર ઈશ્વર તમે,
નાર્ણદેવજી સદા અમર રાખો.
અમલ અમ ઉપરે એમનો અચળ હો,
ધર્મીનું રાજ અમ ઉપર થાપ્યું;
જય થજો જય થજો જગતમાં જય થજો,
હે પ્રભુ જરૂર તેં કષ્ટ કાપ્યું;
શત્રુનો નાશ નિશ્ચંત કરી નાંખજો,
ચોરને ચાડીયા સ્વાદ ચાખો;
જગત પ્રતીપાળ સુખકાર ઈશ્વર તમે.

નાર્ણદેવજી સદા અમર રાખો.
પરમ જગપાળ આ વખતમાં કપટીને,
ઝપટમાં કપટથી સપટ કરશો;
સકળ સંસારમાં આપ છો ભોમિયા,
ઓળખી રાજ ભંડાર ભરશો;
ભરજ ભરપૂર ભંડાર પ્રભુ એમનો,
એમ બોલો બધો દેશ આખો;
જગત પ્રતીપાળ સુખકાર ઇશ્વર તમે,
નાર્ણદેવજી સદા અમર રાખો.
આપ હીતકારનો તરત સત્કારથી,
જશાજ ફેલાય બહુ એમ કરજો;
દુર્જનો રોગથી રોજ પીડાય છે,
સજ્જનાનો વળી રોગ હરજો;
છે કર્યા કરમ ફળ ચાખવાં યાર આ,
પટથકી ફાડશો એજ આંખો;
જગત પ્રતીપાળ સુખકાર ઇશ્વર તમે,
નાર્ણદેવજી સદા અમર રાખો.
અત્ર તો આ પ્રભુ સર્વ કંગાલ છે,
હોંશીઆત્ર [illegible]

ન્યાય પંકાય છે આજ આ રાજમાં,
આપનો આશરો ભવભવે છે;
સત્ય પ્રભુ મનવિશે સરવ અમ સમજીએ,
જગત અત્યંત તારો અસાખો;
જગત પ્રતીપાળ સુખકાર ઇશ્વર તમે,
નાર્ણદેવજી સદા અમર રાખો.
ખચિત ગુણિજન બહુ લાવના અર્થથી,
સચિત સહવાસ સારો કરે છે;
તે પ્રમાણે વળી ગુણિજનો પાધરા,
બાપડા થીર ઠામે ઠરે છે;
સરવ દુનિયા મુખે રાય જીવો ઘણું,
રાય જીવો ઘણું એજ દાખો;
જગત પ્રતીપાળ સુખકાર ઇશ્વર તમે,
નાર્ણદેવજી સદા અમર રાખો.
આજ માહરાજ અમ ઉપર કરૂણા કરી,
રાજ અવિચળ રહો ધર્મપુરનું;
સકળ ઠામે બધા પ્યારથી માગજો,
માગવા જોગજે હોય ઉરનું;
સૌ ખરા મનથકી ઇશ સેવા કરો,

પરમ પ્રતિપાળની મદદ આમે;
છંદ આ દશ રચ્યા વાંચવા સર્વને,
પ્રભુતણા દાસ મનસૂખરામે.

---

## દોહરો.

સુખિઆરા સંસારમાં, ઇશ્વર તારી સા'ય;
વળી વધારો સૂખનો, કરજો આપ સદાય.

---

# તોટકછંદ.

ગણુ નારણદેવજી નામ નકી, ગુણવાન રહો વિદવાન ટકી;
જશવાનજ નારણદેવ ખરા, સઘળે મળવા ગણતું અઘરા.
વળિ નારણદેવજી રાય તણા, ગુણગાઇ કહું જગમાંય ઘણા;
બહુ તોપવડે નકી માન ખરે, વળિ ચાલ ફરે બહુ માન ભરે.
શુરવીર જનાવર ભાતિતણાં, વળિ વાસ વિષે ગણિ હંસી ઘણાં;
બહુ જાનવરો વળિ કાબર છે, શુરવીર જનાવર વાવર છે.
વળિ પક્ષિ ગણો ભલી ભાતતણાં, શકતો ગણી હું પણ છેજ ઘણાં;
જુદિ જાતીતણાં વળી પાદપ છે, ગુણવાન અતીશય એ નૃપ છે.
ગણિએજ અશોક વિશે અવધી, પિપળા વડને વળિ ઝાડિ બધી;

બહુ બાગ વિશેજ મઝા અવધી, વળિ બાબત તેનિ કહુંજ બધી.
ગુલબસ ગુલાબ અને તજનાં, બહુ પાદપ છે ભરતાં ગજનાં;
ગણુ કેળ તથા અતિ જામફળી, ગણતાં નવ પાર પડેજ વળી.
ખરસાણિ વિલાયતિ છેજ ઘણી, ગણનાર શકે નહિ તેહ ગણી;
ખજુરી બિલિ લીંબણ બોરડિયો, નજરે નિરખેજ અનુસરિયો.
ગણુ દ્રાખ બદામ અને ફળનાં, જુદિ જાતજ વૃક્ષ બહૂ કળનાં;
ભણતાં વળિ માનવિ તો ભણશે, ગણતાં પણ તેમજ સૌ ગણશે;
સરકાર સદા સુખમાં રહશે, પુરમાં અતિશે જયજે કરશે;
પરમેશ્વર તો વળિ એકજ છે, હણનાર ખરોજ કુચાલત જે.
કરજોડિ કહે મનસૂખ તદા, સુખી નારણદેવ રહોજ સદા.

---

# અંતરબહીર્લાપીકા.

## છપ્પો.

**સં**શય પડતી વાત, **ના**મ દીધેથી સુઝે,
**સ્થાન** મળે જો સાર, **ર**શ્મિને નીતે પૂજે;
**ન**કી કરે કંઈ મે'ર, **ણ**યવંત જે ઇશ્વરતું,
**ધ**ન્ય પણ કે'વડાવ, **દે**વસ્તુત્ય આખરતું.
**ર**જભાર ઇશ્વર ન ચુકે, **વ**ળિ એકચિત્ત આકીન થકી,
**મ**ઝા કરે ખૂબ સે'લથી, **જી**વણ મતાપે તે નકી:

**પુ**રા પ્રતાપે વળી, **ની**રંકાર આધારી,
**ર**સિક લાગતું વેણુ, **જે**મ વાતોથી પ્યારી.
**ના** રજ સુધરે જેહ, **થાય** ઉલટો તે અંધો.
**મા**લીકનો ત્યાં વાક, **ઓ**.જન કાહેજ સંધો;
**રા**શ વડેજ લગાવશે, **ન**હીંજ છોડશે તેહ નકી,
**જ**રા વિચારો **મન** વિશે, **કી**યા માર્ગના **સૂખ** થકી.

---

# ભુજંગીછંદ.

ભલો ભાગ છે જો બિજાની ભલીમાં,
મહા છાકમાં જે ફરે છે છલીમાં;
પછી પૂડ તે સ્વાદ શાના ભલાજી,
પ્રજા આપની સૂખમાં છે સદાજી. ॥ ૧ ॥
ભલે તોપનું માન ઝાઝું મળે છે,
હવાસાર ખાવા સદા નીકળે છે;
દયાળૂ સદૈવે ખરા સૂધરે છે,
રૂડા રાય તે રાજ રૂડું કરે છે. ॥ ૨ ॥
**ભણીને થયા આપ બા'દૂર રાજા,**
સરીખા નથી આપના ગા ગાના;

રહો આપ સૂખીજ આશા સરે છે,
રૂડા રાય તે રાજ રૂડું કરે છે. ॥ ૩ ॥
થયા છો ખરા આપ આનંદિ આજે,
ભલું થાય તો આપનું એજ રાજે;
રહી સૂખમાં ને પ્રજા લાવ લેછે,
રૂડા રાય તે રાજ રૂડું કરે છે. ॥ ૪ ॥
ખજાના સદા રાખજે તું અખૂટે,
અહીં ધર્મીના રાજમાં કોણ લૂટે;
ભલી વાતમાં એ સદા ધ્યાન દે છે,
રૂડા રાય તે રાજ રૂડું કરે છે. ॥ ૫ ॥
પુરા ધર્મના કામમાં છોજ શૂરા,
કરોને સદા શત્રુના આપ ચૂરા;
સદા સૂખમાં રાય એ તો ઠરે છે,
રૂડા રાય તે રાજ રૂડું કરે છે. ॥ ૬ ॥
હમેશાં રહો સુજ્ઞ મા'રાજ આજે,
રહેજો સદૈવે સુખી આજ રાજે;
વળિ ધ્યાનમાં રાખિદે દેહ સાજી,
પ્રજા આપની સૂખમાં છે સદાજી. ॥ ૭ ॥
ભલા ન્યાયના કામમાં રાય સારો,

રૂડા રોજગારી કરે રોજગારો;
હમેશાં કરો સર્વ સારૂં તદાજી,
પ્રજા આપની સૂખમાં છે સદાજી. ॥ ૮ ॥
અહીં રાત વાસો રહે કો કદાપી,
નથી ચોર કે શોરનો ભો અદાપી;
ઘણું સૂધર્યું છે ભલું આજ આજી,
પ્રજા આપની સૂખમાં છે સદાજી. ॥ ૯ ॥
મહા રોજગારી તણે ત્યાં ગમે છે,
સલામે સઉ રાયને તો નમે છે;
મળો માન ઝાઝું રહો દેહ સાજી,
પ્રજા આપની સૂખમાં છે સદાજી. ॥૧૦॥
ભલા ભાવના કામમાં એજ રાજા,
મળી ક્યાં શકે રાય એવાજ ઝાઝા;
ઘણી કાય રાખો સુખી તો તદાજી,
પ્રજા આપની સૂખમાં છે સદાજી. ॥૧૧॥
નિશાળો કરાવે સૂધારાજ કાજે,
ઇનામો લઈ રાય જાતે બિરાજે;
કરે પાઠ વિદ્યાર્થિઓ ત્યાં ઘણાજી,
પ્રજા આપની સૂખમાં છે સદાજી. ॥૧૨॥

કળાએ કરે છે મહા એ ઉપાયો,
સુધારો કરાવે બધાંથી સવાયો;
તદા એ હમેશાં રહો ખૂબ રાજી,
પ્રજા આપની સૂખમાં છે સદાજી. ॥૧૩॥
દિપે ઇંદ્રપૂરીજ છે કોય જાણે,
હંમેશાં રહેજો વળો એ પ્રમાણે;
ઘણા રાય શૂરા ભલા ધર્મ કામે,
રચ્યા આ રૂડા છંદ મનસુખરામે. ॥૧૪॥

## દોહરો.

બાહુ બળથી ના બને, કઠણ કળાનાં કાજ;
બુદ્ધિ બળથી બાઇ પણ, રૂડું ચલાવે રાજ.

## દોહરો.

સતિયનારાયણદેવની, કરૂં વિનતિ આવાર;
વર્તે નારણદેવનો, જગમાં જય જયકાર.
જગપાળક માબાપતું, પુર કરજે આ કાજ;
રહે હમેશ વિમોદમાં, નાર્ણદેવ મા'રાજ.
માગ્યું તે તું આપજે, મે'ર કરીને આજ;

રહે હમેશ વિમોદમાં, નાર્ણદેવ મા'રાજ.
ભગવંતા પરમેશ્વરે, કીધા સુખને કાજ;
રહે હમેશ વિમોદમાં, નાર્ણદેવ મા'રાજ.
અમને તેં સુખમાં કર્યા, મળ્યો રાજનો તાજ;
રહે હમેશ વિમોદમાં, નાર્ણદેવ મા'રાજ.
સકળ સદા સંસારમાં, દિન નિશ તારૂં રાજ;
રહે હમેશ વિમોદમાં, નાર્ણદેવ મા'રાજ.
દેવ મહા ભગવંત છે, સતનારાયણ જાણ;
બળ ચલાવે આપનુંજ, અરજે તેજ પ્રમાણ,
શુરવીરો સતવાદિએ, વળી મહા બળરાજ;
રહો હમેશ વિમોદમાં, નાર્ણદેવ મા'રાજ.
દુર્ગુણ લેશ નવ તુજમાં, હે સદ્ગુણ દાતાર,
આ સુખીઆ સંસારમાં, તુંજ ભલું કરનાર;
મનમાં ધારી મે'રથી, સૂખ વધારી ઝાઝ,
રહો હમેશ વિમોદમાં, નાર્ણદેવ મા'રાજ.
કપટ ઝપટથી તોડજે, સકળ જનોનાં તુંજ,
અહો દયાળુ દેવશ્રી, ખંત કરૂં આ હુંજ;
મનમાં દાતા લાવજે, અરજ કરી આ એક,
મિત્રો મનસુખરામના, વાંચો રાખી વિવેક.

# મોતીદામછંદ.

અગોચર આવિ જુએ નિજરાજ, થશે વળિ તેજ ઘણો ખુશ આજ;
સદા જગમાંય શિરોમણિ કોણ, તદા ઉરમાં ભગવાનજ જાણ.
અનાથ તણે વળિ દે નકિ કોણ, અનાથ તણોજ ખરો ભગવાન;
નિશાળ વિશાળ હરેક નવાણ, ટપાલ તણુંજ મકાન વખાણ.
મકાન ભલું સઉ એમ ભણેજ, હશે સરકાર તણુંજ ગણેજ;
લગાર વળી શણગાર કરાર, અનામત રાય ખરો કરનાર.
કરારજ આજ કયો ધરનાર, હજો સુધરેલ સુણો સુણનાર;
અસાર વિચાર ન લાવ લગાર, મઝાજ નહીં લવલેશ થનાર.
વધાર બહૂ સુખમાં ગણનાર, ખરો જગમાંય ભલો ભણનાર;
થજો જન સૌ ગુણિએલ સમાન, કહે મનસૂખ ભજો ભગવાન.

## દોહરો.

સુધરેલા જન સૌ થજો, ગુણિયલ તેજ પ્રમાણ;
દુર્ગુણ દૂર નકી કરી, ભલું કરે ભગવાન.
શક્તિવંત તે એક છે, જગત મહા ગુણ જાણ;
ભોળપણું સૌ નિરખીને, ભલું કરે ભગવ' .

# છપયછંદ.

સત્યનારાયણદેવ, હાથ બે જોડી માગું;
સદા પરમ ખુશ થાય, જરૂર દુર્જનને ત્યાગૂ;
રાજા નારણદેવ, સર્વથી રાજા સારા;
ગુણ આ ઠામ તમામ, ભાવથી થાય તમારા;
મહારાજ નારણદેવજી, આ રાજમાં અચળ રહો,
માગું સતનારાયણ કને, મોટિ કૃપાએ લઇ લહો.
જગમાં એનું જોર, એજ બળવંતો પુરો;
રાજા નારણદેવ, કળા વિદ્યામાં શૂરો;
સદૈવ રહો તમ ખુશ, કૃપા ઇશ્વરની જાણો;
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, દયા ઉરમાં કંઇ આણો;
મહારાજ નારણદેવજી, આ રાજમાં અચળ રહો,
માગું સતનારાયણ કને, મોટિ કૃપાએ લેઇ લહો.
દિન દિન ચઢતું હોય, તેજ રાજજ આ તાજે;
ચઢતું દેખી તેજ, કાવ્યકાર બહૂ રાચે;
ભલું કરો ભગવાન, નારણદેવ રાજા જાણી;
સૌથી મોટો તુંજ, ઉરમાં કરૂણા આણી;
ધન્ય ધન્ય નારણદેવજી, આ રાજમાં અચળ રહો,

માગું સતનારાયાણ કને, કાવ્યકારને લેઈ કહો.

## દોહરો

ગુણ ગણતાં મા'રાજના, પાર ન પડે લગાર;
તે કરતાં આ જગતમાં, બોલો જય જયકાર.

## મનહરછંદ.

રંગ નાર્ણદેવ જાણ, મળો એને ઝાઝું માન;
સારૂં તમારૂં સંસ્થાન, પ્રીતે માંહી આવિયો. ॥ ૧ ॥
એક છે અમુલ્ય રાજ, સુધર્યું છે ઘણું આજ;
રાખે જેની ઈશ લાજ, રાચે એમ લાવિયો. ॥ ૨ ॥
દુઃખ જહાં દૂર જાય, સુખ અતીશય થાય;
નીતિવાન મહા રાય, એમ મન ધારિયો. ॥ ૩ ॥
કહે છે આ કાવ્યકાર, સાર સદા ધારનાર;
ઈશ તેમાં ખૂશ એવો, હૃદયે વિચારિયો. ॥ ૪ ॥

## ગરબી.

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને." એ રાગ.

મોહનદેવ સદ્ગુણી રાજકુમાર છે. ટેક.

કુંવર પાટવી ધરમપુરના એહજો,
સાલસ છે સદ ગુણિએ વિદ્યાભ્યાસથી;
સૂનીતીથી ચાલે જરૂર જેહજો,
મોહનદેવ સદગુણી રાજકુમાર છે. ॥ ૧ ॥
હરદેવજી બોલે છે શાંત સ્વભાવથી;
હરેક કામમાં સરવેનો વિશ્વાસજો,
ગુણ ભરેલા ઝાઝા વિદ્યાભ્યાસથી;
સારેરા જન રહે છે જેની પાસજો,
હરદેવજી સદગુણી રાજકુમાર છે. ॥ ૨ ॥
વિદ્યાથી વધતું છે જેનુ જ્ઞાનજો,
સફાઈ સાથે બોલે શાંત સ્વભાવથી;
ગુણિયલને ગુણિજનદે આદરમાનજો,
બળદેવજી સદગુણી રાજકુમાર છે. ॥ ૩ ॥
પ્રભાત દેવજીકુંવર છોટા સર્વથી,
સુખમાં ઇશ્વર રાખે સદા સંતોષિજો;
મારી એવી વાણી સારી હોંશથી;
પ્રભાતદેવજી આરોગ્ય નારણદેવજો,
નાહારસંગજી સાળા છે મહારાજના. ॥ ૪ ॥
તેપણ પોતે ગુણિયલને વિદ્વાનજો,

વાંશદીઆ છત્રસિંહ ઉમરાવ છે;
અમીરપણું તે રાખે સર્જન સ્થાનજો,
રહો સુખમાં મનસુખના આશીરવાદ છે. ॥ ૫ ॥

---

## ગરબી.

"સારૂં સારૂં રે સુરત શેહેર, મુંબઈ અલબેલું." એ રાગ.
"રંગ નારણદેવ મહારાજ, નામ એક અલબેલું." ટેક.
ધરમપુરના છત્રપતી તમ, રાજન રાજ નરેશરે;
મહારાજા તમ છત્રપતી છો, દીસો જોબન વેશ. નામ–૧.
કાયા તમારી સોના સરીખી, જાણે કરણ તણો અવતારરે;
ધરમ ધોરીંધર ભાગ્ય તમારૂં, મુખતેજ તણો ભંડાર. નામ–૨.
ધરમપુર છે રાજ રંગીલું, બહાદુર મહારાજરે,
નારણદેવજી જેવા સરખા, આ કળીજુગમાં આજ. નામ–૩.
નામ તમારૂં નારણદેવજી, રૂપ ભલું ભરપુરરે;
ધન્ય માતાને કે જનમ દીયો છે, ઉગ્યો બીજો સૂર. નામ–૪.
જનમ ધર્યો છે સૂર્ય વંશમાં, નારણદેવજી નામરે;
જનુનીએતો દેવ જનમીયા, દેવ સરીખાં કામ. નામ–૫.
કરણ સરીખાં દાન જેનાં છે, પુન્ય તણી તો પાળરે;
એવો રાજા દાતારીમાં, બીજો કયો છે હાલ. નામ–૬.

પરદુઃખ ભંજન એ મહારાજા, નારણદેવજી રાજરે;
બહુ જનોનાં દુખડાં કાપે, રાખે ઘણાંની લાજ. નામ—૭.
શાણા સર્જન રાજ સભામાં, વળી સુજ્ઞ સૌ વાતેરે;
મહારાજા પણ ખુશી થઇને, બેસે જાતો જાતે. નામ—૮.
કુળવાન રાજા કુળવાન રાણી, રાજમાં કુળ આચારરે;
ક્ષત્રીવટમાં નામ વધાર્યું ધન્ય જેનો અવતાર. નામ—૯.
ગુણ તમારા શાશા ગાઇએ, પ્રસિદ્ધ થાઓ સૌ ઠામરે;
પાર ન આવે વરણવતાં તે, કહે છે મનસુખરામ. નામ-૧૦

---

# ગરબી.

"હરિ ભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે"

એ રાગ.

મન મગન થશો ખચિત તમે વળી ગુણીજન અતી પ્રખ્યાત છો.
ધન્ય નારણદેવ મહારાજાજી જગમાં બહુ વિખ્યાત છો. ટેક.
તમે સૂર્યવંશમાં જનમ ધર્યો, વળી સર્વ પ્રકારે સફળ કર્યો;
તમે સદ્ગુણનો ભંડાર ભર્યો. ધન્ય નારણદેવ.
વળી સર્વ પ્રજા સુખમાં રહે છે, ધન્ય ઘણું જીવો આશિશ દે છે;
એ અદલ ઇનસાફી એમ કહે છે. ધન્ય નારણદેવ.
જેવા ગુણિયલ રાજા જાતે છે, મંત્રી પણ એ સૌ વાતે છે;
એ સાજ સજે ભલિ ભાતે છે. ધન્ય નારણદેવ.

ભૂતળમાં જોડી નહીં એવી, મહારાજાને મંત્રી જેવી;
પ્રભુએ આપી જોડી કેવી. ધન્ય નારણદેવ.
ગળે મુક્તાફળની છે માળા, સોને ગાંઠી તેમાં પરવાળા;
પેહેરી બેસે ધરમપુર વાળા. ધન્ય નારણદેવ.
કરે હેમકડાંનો જોડો છે, જેને પગે સોનાનો ટોડો છે;
બેસવા છલબલિયો ઘોડો છે. ધન્ય નારણદેવ.
દેખી સૂરજ પંકજ હરખે છે, તેમ રાજાને સૌ નીરખે છે;
ગુણ જોઈએ જેવા સરખે છે. ધન્ય નારણદેવ.
પ્રભુ તેજ વધારો મુગટ તણું, નિશદિન હરદેવ બળદેવ ભણું;
સુખ દેજે દહાડો રાત ઘણું. ધન્ય નારણદેવ.
મનગમતી વાત કરે મીઠી, મેં જતાં વેત વાચકા દીઠી;
મેં આશિશ રાજાને દીધી. ધન્ય નારણદેવ.
સૌજન આ જગમાં જાણે છે, એ મનમાન્યું સુખ માણે છે;
કરૂણા એ ઉરમાં આણે છે. ધન્ય નારણદેવ.
મારી આશ નારણદેવ પુરે છે, હજી આશ અમારી અધુરે છે;
રૂપ નારણદેવ કોહીનૂરે છે. ધન્ય નારણદેવ.
કહે કરજોડી મનસુખ તારો, હે ભગવત તું સૌને પ્યારો;
પ્રભુ બેલી તું થાજે મારો. ધન્ય નારણદેવ.

## દોહરો

આજ રાજમાં હે પ્રભુ, ભલું કરો તત્કાળ;
રાજા નારણદેવજી, ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ.

# શાર્દુલવીક્રિડીતછંદ.

રાજા નારાણદેવ જીય જરૂરે, ધાર્યા વિચારો યથા;
પૂરા પાઠ હમેશ સાર મજરે, મારાજ તું સર્વથા;
માતાજી જગમાં સદા પાણ ખરે, માગ્યું મને આપજે;
રાજા નારાણદેવને ખચિત તું, આનંદમાં સ્થાપજે. ૧.
મોટું ભાગ્ય ભૂપાળીનું, નગરનું, રાજા ભલા દેવજી;
જીવો એ અતિશોજ વર્ષ સુધિ તે, બોલે પુરીસેવજી;
મા રાજાજિ મને સદૈવ જગમાં, માગું વળી સોંપજે;
રાજા નારાણદેવને ખચિત તું, આનંદમાં સ્થાપજે. ૨.
આપો તેજ તમે અતી કીરીટમાં નિશ્ચંત રાજા તણે;
માગું છું કરજોડિને ફકત તે, આપોજ જે સૌ ભણે;
માટે હું સ્તુતિ તારિ રોજ સજુ છું, યાદ કરી છાપજે;
રાજા નારાણદેવને ખચિત તું, આનંદમાં સ્થાપજે. ૩.
માતાજી જગમાં તદા પાણ ખરે, તારી મને હામ છે;
તારી જે સ્તુતિ તે કરી મનસુખે, માજી ભજ્યો નામ જે;
તો મારા ઉપરે કૃપા કરી સદા, રાજાજીને આપજે;
રાજા નારાણદેવને ખચિત તું, આનંદમાં સ્થાપજે. ૪.



મેહેરબાન રાવ સાહેબ ભગવતરાવજી કવી માંનસંગના આશીરવાદ લખવા. વિશેષ એ જે મનસુખરામનું કવિત મેં જોયું છે (તપાસ્યું છે) તે નીરદોષ છે. ફીકેર નહીં કરવી મેહેનત ઘણીજ કરી છે. દા. પોતે.

દરબાર તરફથી મેહેરબાન રાવ સાહેબ ભગવતરાવજીએ ચોપડી મેં અર્પણ કર્યા બાદ ગૃહસ્થી સાલસ સજ્જન માણસ કવી માંનસીંઝ પાસે તપાસવાને મોકલેલી તે તપાસી આશેરો લખી આપેલો એ માણસનો હું મોટો ઉપકાર માનું છું.

